


॥ श्री कृष्णाय नमः ॥

15-5-1925

( શ્રી સનાતનધર્મોપદેશ )

# શ્રી નીતિ વચન માળા

( મ. ૬ ઠ્ઠો. )

42

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥


- સંગ્રહકર્તા, અનુવાદક અને પ્રકાશક -

શાસ્ત્રી ગંગાશંકર મંછાશંકર,

મહીધરપરા દાળગીઆનો મોહલ્લો-સુરત.



કીંમત રૂ. ૦ા. ૩ આના.

ૐ

॥ श्री कृष्णाय नमः ॥

( શ્રી સનાતનધર્મોપદેશ )

# શ્રીનીતિવચનમાળા

( મ. ૬ ઠ્ઠો. )

-: સંગ્રહકર્તા, અનુવાદક અને પ્રકાશક :-
શાસ્ત્રી ગંગાશંકર મંચ્છાશંકર,
મહીધરપુરા દાલગીયાનો મોહલ્લો-સુરત.

સુરતમાં-કીં. બે આના.
દેશાવર-કીં. અઢીઆના.
હિંદુસ્થાન બહાર-કીં. ત્રણ આના.

# અમૂલ્ય સૂચના.

આ ગ્રંથ પ્રભુ ઇચ્છા હશે તો ૧૦૮ ભાગમાં વાચક વર્ગના કર કમળમાં મૂકવાનો અમારો વિચાર છે. ૧૦૮ મણકાની વૈજયંતિમાળા પ્રભુના કંઠમાં જેમ શોભી રહે છે તેમ સુવર્ણ સ્વરૂપ ધારણ કરતી ભારત ભૂમીના આંતર ભાગમાં વિરાજીત ગુર્જર ભૂપ્રદેશમાં પોતાની દેદીપ્યમાન પ્રભાથી દીપી નીકળશે.

દરેક ભાગની કીંમત બે આના સુરતવાસીઓને.

દેશાવરમાં કીંમત અઢી આના ટપાલ સાથે.

હિંદુસ્તાન બહાર કીંમત ત્રણ આના.

સામટા બાર (૧૨) ભાગના અગાઉથી ગ્રાહક થનારને ૧ લો તથા ૨ જો ભાગ **વિનામૂલ્યે (મફત)** આપવામાં **આવશે. અર્થાત્** તેઓએ **દોઢ રૂપીઓ** અગાઉથી મોક-**લવો. એટલે** જેમ જેમ ભાગો બહાર પડતા જશે તેમ તેમ તેઓના ઉપર રવાના કરીશું.

કોઇ **સજ્જન** આ નાનકડા પુસ્તકના **પાંચ** ગ્રાહકો કરી **બાર ભાગનું** મૂલ્ય **દોઢ** રૂપીઆના હિસાબથી **સાડાસાત** રૂપીઆ તે પાંચે ગ્રાહકોના નામ ઠેકાણા સાથે અમારા પર મોકલી આપશે તેને આ પુસ્તક **ચૌદભાગ** સુધી મફત આપવામાં આવશે. વાચકોને આ એક અમૂલ્ય લાભ છે. કાર્યદક્ષ સજ્જન અનેક રીતે પોતાના મિત્રો વગેરેમાં વાત વાતમાં ગ્રાહકો કરી શકે છે. એવા સુશીલ ધર્માત્માઓને માટે આ કાંઇ કઠણ વાત નથી. કોઇ **દાનવીર** સજ્જન પુરૂષ, યજ્ઞયાગાદિક ક્રિયાઓમાં, તથા શાળા પાઠશાળાઓમાં વિદ્યાર્થીઓ વગેરેને ભેટ આપવાની ઇચ્છા ધરાવશે તેને સામટી નકલો લગભગ ૧૦૦) સો ખરીદવાથી પડત કીંમત ગણી બીન નફે આપવામાં આવશે.

આ પુસ્તક કેટલું ઉપયોગી છે તેને માટે સુપ્રતિષ્ઠિત વિદ્વાનોના અભિપ્રાયો આવેલાં છે. જે અમે પ્રસંગોપાત પ્રત્યેક ભાગોમાં બહાર પાડીશું.

ટુંક મુદતમાં ૧૪ ભાગ છપાઇ જશે. તે છપાયા પછી ગ્રાહક થનારે ૧।।। પોણાબે રૂપીઆ ટપાલ ખર્ચ જુદું આપવું પડશે. આવા ધાર્મિક, સાહિત્ય પ્રચારક, નીતિ બોધક કાર્યમાં અવશ્ય મદદ કરો. આ ગ્રંથમાં એવાં એવાં વ્યવહારમાં ઉપયોગી થઇ પડે તેવા રસદાયી પદ્યોનો સંગ્રહ છે કે એક ભાગ વાંચશો એટલે બધા ભાગો વાંચવા તરફ ધ્યાન ખેંચાશે.

દાનદ્વારા દ્રવ્યશુદ્ધિ કરવાનો આવો અમૂલ્ય સમય જવા દેવો નહીં. ગયો વખત પાછો આવી શકતો નથી આપણે અનેક પ્રકારે સાચા જુઠા પ્રપંચો કરી ધન મેળવ્યું તેમાં ચાર ભાગીદારો ઉત્પન્ન કરીએ છીએ તેના નામોઃ—

चत्वारो धनदायाद्रा धर्माग्निनृपतस्कराः
तेषांज्येष्ठावमानेन त्रयःकुप्यंति बांधवाः ॥ १ ॥

ધર્મ, અગ્નિ, રાજા અને ચોર. આ ચાર ભાઈઓ આપણા દ્રવ્યના ભાગીદારો છે. તેમાં મોટાભાઈનું [ધર્મનું] અપમાન થાય તો બાકીના ત્રણ ભાઈઓને ક્રોધ ચઢે છે. અર્થાત્ ધન હોય અને ધર્મ ન કરીયે તો અગ્નિ રાજા અને ચોરને હાથ ચાલ્યું જાય માટે અવશ્ય ધર્મ કરવો. આવા ઉપરોકત ધાર્મિકને નૈતિક કાર્યોમાં આર્થિક સહાય આપી પોતાની સદ્ધર્મી અને પરોપકારી ભાવના પ્રદર્શિત કરવી. કહ્યું છે કેઃ—

परोपकारः कर्तव्यः प्राणैरपि धनैरपि ।
परोपकारजं पुण्य न स्यात्क्रतुशतैरपि ॥

પ્રાણ કે ધનવડે અવશ્ય પરોપકાર કરવો જોઇએ. જે પુણ્ય સેંકડો યજ્ઞ કરવાથી મળે છે તેનાં કરતાં પણ અધિક પુણ્ય પરોપકારી સજ્જનને મળે છે.

એજ લી॰ શાસ્ત્રી ગંગાશંકર મંછાશંકર
**શ્રી નીતિ વચનમાળાના પ્રકાશક.**

તા કઃ—એજન્ટો જોઇએ છે. કમીશન સારૂં મળશે. માટે પ્રકાશકને મળો અથવા લખો.

# મહાનુભાવ શ્રી વિદ્વદ્વર્યોના અભિપ્રાયો.

રા૦ રા૦ શ્રીમાન્ રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી અમદાવાદ પ્રે૰ રા૦ ટ્રે૦ કો૦ના માજી પ્રીન્સીપાલ

હવાડીઓ ચકલો–સુરત ૧૬ મી માર્ચ ૧૯૨૫

રા૦ રા૦ વિદ્વદ્વર્ય શાસ્ત્રીજી ગંગાશંકર મંછાશંકર

સુરત.

પ્રણામ પૂર્વક વિનતિ કે આપણી તરફથી "**શ્રી નીતિ વચનમાળા**" ના મણકા ૧–૫ ની પ્રતિ મળી છે ઉપકૃત થયો છું.

સંસ્કૃત સાહિત્યના અગાધ સમુદ્રમાંથી આપે નીતિને લગતાં કાવ્યરત્નો એકઠાં કરવામાં અને ભાષાન્તર સાથે વાચકવર્ગ સમક્ષ મૂકવામાં સારો પરિશ્રમ લીધો છે. સંસ્કૃત ભાષામાં પ્રવેશ કરનાર વિદ્યાર્થીને તેમજ સામાન્ય વાચક વર્ગને પણ એ પદ્યો ઉપયોગી ને બોધદાયક છે. એમાં અનેક પ્રસંગે કામ આવે એવો, વ્યવહારોપયોગી ઉપદેશ સમાએલો છે ને તે વાચકવર્ગને બહુ હિતકારક છે ૦

**લી૰ સ્નેહાધીન કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી**

॥ ॐ श्री कृष्णाय नमः ॥





# શ્રી નીતિ વચનમાળા.



ॐ यत्राध्यस्तमिदं सर्वं रज्वामुरगवज्जगत् ।
तं वंदे परमात्मानं कृष्णनामभृतं परम् ॥ १ ॥

જેમાં આ સઘળું જગત્, દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય છે તેમ અધ્યસ્ત છે એવાં શ્રી કૃષ્ણ પરમાત્માને હું પ્રણામ કરૂં છું.

॥ श्री शार्दूलविक्रीडितम् ॥

## શ્રી ગણેશની સ્તુતિ.

जन्माद्यस्य यतोन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट् ।
तेने ब्रह्महृदाय आदिकवये मुह्यंति यत्सूरयः ॥

तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गोऽमृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥ १ ॥
[भा० प्र० स्कं० १]

अन्वय-यतः आद्यस्य, जन्म, यथा, विनिमयः तेजोवारि-
मृदां, आं, निरस्तकुहकं, तेने अनु, अभिज्ञः इतरतः
अयात. यत्र, त्रिसर्गः अमृषा, सूरयः आदिकवये,
हृदा-यत् मुहयंति. यः साक्षात्, ब्रह्म, एव,
अर्थेषु, सत्यम् स्वराट्, यत्, तं, परं, सदा, धीमहि.

જે હિમાલયથી ઉત્પન્ન થયેલાં પાર્વતીએ તેલથી મર્દન કરી અતિ સુંદર નરાકાર સ્વરૂપ બનાવ્યું છે, (આ ભવિષ્યોત્તર પુરાણની કથા છે.) અને પાછળથી નિર્ભય અને જ્ઞાની મહાદેવજીએ ગજ સ્વરૂપ આપ્યું છે. માટેજ જ્યાં ત્રિસર્ગ સત્ય છે અથવા તો નરગજરૂપ દ્વિસર્ગ પણ સત્ય છે. એવા ગજાનનને આદિ કવિત્વ પ્રાપ્ત કરવાને માટે વિદ્વાનો વારંવાર હૃદયથી ધ્યાન કરે છે. વળી જે સાક્ષાત્ બ્રહ્મ[1] સ્વરૂપ હોવાથી પોતે પોતાના તેજથી

१ तथाच श्रुतिः—नमस्ते गणपतये त्वमेव प्रत्यक्षं ब्रह्मासि त्वंज्ञानमयो विज्ञानमयोसि, सर्वं जगदिदं त्वत्तो जायते, सर्वं जगदिदं त्वत्तस्तिष्ठति, सर्वं जगदिदं त्वयि लयमेष्यतीति.

સ્મરણ કરનારાઓના વિઘ્નો નાશ કરી ધર્માદિ ચાર પુરૂષાર્થોમાં સત્યતા ઉત્પન્ન કરે છે. અને જે અંકુશ વગેરે આયુધોથી, પાર્વતી, શંકર અને સ્કંદ વગેરે પોતાના વડિલોથી શોભી રહ્યા છે. એવા શ્રી પરબ્રહ્મ સ્વરૂપ શ્રી ગણેશનું અમે બધાં હંમેશાં ધ્યાન કરીયે છીયે.

**બીજો અર્થ**—શ્રી વિષ્ણુના કહેવાથી ઇંદ્રએ ગણેશનું અર્ચન કર્યું જેથી અમૃત વગેરે રત્નો સમુદ્રમાંથી પ્રાપ્ત કર્યાં વળી વનમાં ગયેલાં પાંડવો જ્યારે ઘણું કષ્ટ પામ્યા ત્યારે કોઇ એક મહાત્માના ઉપદેશથી યુધિષ્ઠિર રાજાએ શ્રી ગણેશનું અર્ચન કરેલું જેથી શ્રી કૃષ્ણજી તત્કાળ પ્રગટ થઇ તેઓને આપત્તિમાંથી ઉગાર્યાં હતા. વળી કવિત્વ મેળવવાને માટે વિદ્વાનો પણ જેનું વારંવાર ધ્યાન કરે છે. જેની ઉપાસનાથી શોક, મોહ અને વિઘ્નપણ નાશ પામે છે. જેમ તેજ, જળ અને મૃત્તિકાનો પરસ્પર વ્યત્યાસ મિથ્યા છે તેમ પોતાના તેજથી નિરંતર પ્રકાશતા, કપટ વિનાના સત્ય બ્રહ્મ સ્વરૂપ શ્રી ગણેશનું અમે બ્રહ્મ દ્રષ્ટિથી ધ્યાન કરીયે છીયે.



## वसंत तिलका.

वंशीविभूषितकरान्नवनीरदाभात
पीतांबरादरुणबिंबफलाधरोष्ठात।
पूर्णेंदुसुंदरमुखादरविन्दनेत्रात्
कृष्णात परं किमपि तत्वमहं न जाने ॥ २ ॥

મધુરી વાંસળી ધારણ કરવાથી શોભાયમાન્ કરકમળ વાળા, નવાં મેઘ સમાન કાંતિ ધારણ કરનારાં, પીતાંબર ધારણ કરનારાં અને રાતાં બિંબ ફળ સમાન અધરોષ્ઠવાળા સંપૂર્ણ કળાઓથી ખીલેલાં ચંદ્રમા સમાન મુખ કમળથી સુશોભિત, લાલ કમળ સરખાં નયન ધારણ કરનાર **શ્રી કૃષ્ણ** ભગવાન કરતાં વધારે શ્રેષ્ઠ બીજું કોઇ પણ તત્વ નથી એમ હું જાણું છું.

### બ્રહ્મ જાણવાનાં સાધનો.

ॐ भृगुर्वै वारुणिः वरुणं पितरमुपससार।
अधीहि भगवो ब्रह्मेति।
तस्मा एतत्प्रोवाच। अन्नं प्राणं चक्षुः
श्रोत्रं मनो वाचमिति।

વરૂણનો પુત્ર ભૃગુ એક વખત પોતાના પિતા વરૂણની પાસે આવ્યો અને કહ્યું કે–હે ભગવન્? બ્રહ્મ એ શું છે? તે સંબંધી આપ મને ઉપદેશ આપશો? તેણે તેને આ પ્રમાણે કહ્યું:–અન્ન, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, મન, અને વાણિ આટલાં બ્રહ્મને જાણવામાં સાધન રૂપ છે.

# દશ અવતારનું વર્ણન.

## "शार्दूल विक्रीडितम्."

पायाद्वः करणो रणो रण रणो राणो रणो वारणो
दत्ता येन रमा रमारमरमा रामारमा सारमा ।
स श्रीमानुदयोदयो दयदयो दायोदयो देदयो
विष्णुर्जिष्णुरभीरभीरभिरभीराभीरभीसारभीः ॥ ३ ॥

સર્વ વ્યાપક માયાનું અવલંબન કરીને અખિલ જગતનું રક્ષણ કરતા અને રક્ષવામાં વિઘ્ન નાંખનારાઓને જીતનાર શ્રી લક્ષ્મીપતિ તમારૂં રક્ષણ કરો.

સચરાચર વ્યાપી સર્વાંતર્યામી પરમાત્મા છે તે વાત મજબૂત કરવાને બધા અવતારોનું વર્ણન કરાય છે.

**करणः**—પાણીમાં શબ્દ કરનાર અથવા ગતિ કરનાર ૧ **મત્સ્ય** અને ૨ **કૂર્મ** અવતાર ધારણ કરનાર, **अरणः**—યુધ્ધ કરવાની ઇચ્છા ન રાખતા. વિપ્ર સ્વરૂપ ધારણ કરનાર ૩ **વામન** અવતાર, **रणरणो राणोरणो वारण**—યુદ્ધમાં થઇ રહેલા રણકાનો પડઘો અને રણમાં દેડતા શૂરવીરોને નાશ

કરનાર ૪ **નૃસિંહ** અવતાર, **दत्तायेन रमा रमारमरमा रामा रमा सारमा**—શત્રુઓને હરનાર બ્રાહ્મણને આપેલી લક્ષ્મી સાથે રમણ કરનાર રમાપતિ વિષ્ણુને આનંદ આપનાર ૫ **પરસુરામ** અવતાર, **उदयोदय:** પૃથ્વીને જળમાંથી ઉપર લાવનાર ૬ **વરાહ** અવતાર, **अदयदय:**–અર્થાત્ નિર્દય પર દયા કરનાર ૭ **બુદ્ધ** અવતાર, **दायोदयोदेदय:**–પોતાનો વારસો મેળવવાને હથિઆર ધારણ કરનારાં કૌરવોનો નાશ કરનાર અર્જુનપર દયા કરનાર ૮ **શ્રીકૃષ્ણ** અવતાર, अभीर भीरभि: અન્ય સ્ત્રીને ઉપાડી જવા રૂપી નઠારાં કામો કરવામાં નિર્ભય રાવણને ભય ઉત્પન્ન કરાવવામાં વેગથી તૈયાર થનાર ૯ **રામ** અવતાર, **अभीराभीरभीसारभी:** શૂરવીરો અને બીકણો વગેરેને કપટથી કે લોભથી ભય ઉપજાવનારા દુષ્ટ મ્લેચ્છોને ભય ઉત્પન્ન કરનાર ૧૦ **કલ્કી** અવતાર, આ દશ અવતાર ધારણ કરનાર સચરાચર વ્યાપી પરમેશ્વર તમારૂં કલ્યાણ કરો.

## પંડિતના લક્ષણો.

**आत्मज्ञानं समारंभस्तितिक्षा धर्मनित्यता ।**
**यमर्थान्नापकर्षंति स वै पंडित उच्यते ॥५४७॥**

निषेवते प्रशस्तानि निंदितानि न सेवते ।
अनास्तिकः श्रद्दधान एतत् पंडितलक्षणम् ॥ ५४८ ॥
क्रोधोहर्षश्च दर्पश्च ह्रीस्तंभो मान्यमानिता ।
यमर्थान्नापि कर्षन्ति स वै पंडित उच्यते ॥ ५४९ ॥
यस्य कृत्यं न जानंति मंत्रं वा मंत्रितं परे ।
कृतमेवास्य जानन्ति स वै पंडित उच्यते ॥ ५५० ॥

આત્માનું જ્ઞાન, પોતાની શકિત પ્રમાણે કાર્યનો આરંભ, સહનશીલતા, અને ધર્મ પરાયણતા આ ચાર વસ્તુઓ છે છતાં પણ જે પુરૂષાર્થથી ભ્રષ્ટ થતો નથી તે પંડિત કહેવાય છે. ૫૪૭ જે ઉત્તમ કામો કરે છે નિંદિત કામોથી બચે છે. જે નાસ્તિક નથી પરંતુ શ્રદ્ધાવાળો છે તે પંડિત કહેવાય છે. ૫૪૮ ક્રોધ, હર્ષ, ગર્વ, લાજ, અક્કડ સ્વભાવ, પોતેજ જગત્ માન્ય છે એવી સમજ (અહંકાર), આટલી વાતો જે માણસને ધર્મ વગેરે પુરૂષાર્થથી ભ્રષ્ટ કરતી નથી તેનેજ પંડિત કહેવો ૫૪૯. જેણે પોતેજ કરેલા કામને અને ચિત્તમાં ધારણ કરેલાં વિચારને બીજો કોઇ પણ જાણી શકતો નથી તેજ પંડિત કહેવાય છે ૫૫૦.

## મૂર્ખના લક્ષણો.

अश्रुतश्च समुन्नद्धो दरिद्रश्च महामनाः ।
अर्थांश्चाकर्मणा प्रेप्सुर्मूढ इत्युच्यते बुधैः ॥ ५५१ ॥

स्वमर्थंयः परित्यज्य परार्थमनुतिष्ठति ।
मिथ्याचरति मित्रार्थे यश्च मूढः स उच्यते ॥५५२॥
अकामान् कामयति यः कामयानान् परित्यजेत् ।
बलवंतं च यो द्वेष्टि तमाहुर्मूढचेतसम् ॥ ५५३ ॥
अमित्रं कुरुते मित्रं मित्रं द्वेष्टि हिनस्ति च ॥
कर्म चारभते दुष्टं तमाहुर्मूढचेतसम् ॥ ५५४ ॥
(म. भा.)

શાસ્ત્રનું જ્ઞાન ન છતાં પણ જે મોટો અભિમાની છે. દરિદ્રી છે છતાં પણ જે ઉદાર મનવાળો છે. અને જુગાર વગેરે નીચ કર્મોથી જે ધન મેળવવાની ઇચ્છા કરે છે તે મૂર્ખ કહેવાય છે ૫૫૧. જે માણસ પોતાનું કામ છોડીને બીજાના કામને માટે ઉદ્યોગ કરે છે. અને જે પોતાના મિત્રને માટે નઠારાં (મિથ્યા) કામો કરે છે તે મૂર્ખ કહેવાય છે ૫૫૨. જે માણસ પ્રેમહીન માણસને ચાહે છે અને પોતાના પર પ્રેમ રાખનારને તજી દે છે તેમજ બળવાન્ સાથે દ્વેષ રાખે છે તેને વિદ્વાનો મૂઢ બુદ્ધિ કહે છે. ૫૫૩, જે માણસ શત્રુની સાથે મિત્રતા કરે છે. અને મિત્રની સાથે દ્વેષ રાખી તેનો નાશ કરે છે. અને દુષ્ટ કર્મો કરવાનો આરંભ કરે છે તેને પંડિત પુરૂષો મૂઢ બુદ્ધિ કહે છે. ૫૫૪

संसारयति कृत्यानि सर्वत्र विचिकित्सते ।
चिरं करोति क्षिप्रार्थे स मूढो भरतर्षभ ॥ ५५५ ॥

હે ભરત શ્રેષ્ઠ ! જે પોતાને કરવા યોગ્ય કામો ચાકરો પાસે કરાવે છે, અને વળી સઘળા કામોમાં શંકાશીલ રહે છે અને ઉતાવળથી કરવા યોગ્ય કામોમાં જે વખત લગાડે છે તે મૂર્ખ કહેવાય છે. ૫૫૫

## શિવ અને પાર્વતીની સ્તુતિ.

## वसंत तिलका.

विश्वस्य हेतुरमरैर्बहु गीयसे त्व
विश्वंभरे शिवशिवे त्रिगुणात्ममूर्ते ।
चिद्व्योमतोऽपि परमां प्रथमां वदंति
त्वां योगिन: स्तुतिपरा प्रणिधानदृष्ट्या ॥ ५५६ ॥

આ ચૌદ અક્ષરવાળા વસંત તિલકા છંદથી દુર્ગાની સ્તુતિ થાય છે અને એમાંના ૬-૭-૮ એ ત્રણ અક્ષરો ત્યાગ કરવાથી ઇંદ્રવજ્રા છંદ બને છે તેથી મહાદેવની સ્તુતિનો શ્લોક બને છે.

દુર્ગાપક્ષે-હે ત્રિગુણાત્મ મૂર્તે ! વિશ્વનું ભરણ પોષણ કરનાર શિવશિવા (અંબિકા) તું આ સમગ્ર જગતનું કારણ છે. એવું સઘળા દેવતાઓ વારંવાર ગાય છે. તમારી સ્તુતિ કરનારા યોગિઓ સમાધિ દૃષ્ટિથી નિહાળીને આ અખિલ બ્રહ્માંડમાં વ્યાપ્ત આકાશ અને ચૈતન્યરૂપ કરતાં તું પ્રથમ છે એમ કહે છે.

શિવપક્ષે--હે ત્રિગુણાત્મ સ્વરૂપવિશ્વંભર મહાદેવ ? આપ આ જગતનું કારણ છે. એમ લોકો આપની સ્તુતિ કરે છે. યોગિ લોકો સમાધિ દૃષ્ટિથી આપની મૂર્તિ જોઇ આકાશ તથા ચૈતન્ય કરતાં પણ તે પ્રથમની છે એમ કહે છે. ૫૫૬

## આથી વધારે કયો ક્રૂર હોય ?

एकः संपन्नमश्नाति वस्ते वासश्च शोभनम।
यो संविभज्य भृत्येभ्यः को नृशंसतरस्ततः॥ ५५७॥
(उ० प०)

જે પુરૂષ પોષણ કરવા યોગ્ય માણસને વિભાગ આપ્યા વગર પોતે એકલોજ સ્વાદિષ્ટ ભોજન કરી લે છે. અને પોતે એકલોજ સુંદર વસ્ત્રો પહેરી લે છે તેના કરતાં વધારે ક્રૂર કોણ હોય ? અર્થાત્ આવો પુરૂષ ઘણોજ ક્રૂર કહેવાય છે. ૫૫૭

## પાપકર્મ કરનારજ દૂષિત ગણાય છે.

एकः पापानि कुरुते फलं भुंक्ते महाजनः।
भोक्तारो विप्रमुच्यंते कर्त्ता दोषेण लिप्यते॥ ५५८॥

એક માણસ પાપ કરે છે. તેમાં ઘણા પુરૂષો તે ફળને ભોગવે છે. પરંતુ તે ભોગવનારા તો પાપથી બચી જાય છે. અને કર્મ કર્તા પાપના દોષથી દૂષિત થાય છે.

## બુદ્ધિમાનોનું બુદ્ધિ બળ.

**एकं हन्यान्न वा हन्यादिषुर्मुक्तो धनुष्मता।**
**बुद्धिर्बुद्धिमतोत्सृष्टा हन्याद्राष्ट्रं सराजकम्॥ ५५९॥**

ધનુષ્ય ધારીએ છોડેલું બાણ કોઇવાર એકને મારે છે અથવા તો તેમાંથી ચૂકી પણ જાય છે પરંતુ બુધ્ધિમાનોએ પોતે ચલાવેલી બુધ્ધિ રાજા સાથે સમગ્ર દેશનો નાશ કરે છે. ૫૫૯

## સુખી થવાના લક્ષણો ?

**एकया द्वे विनिश्चित्य त्रिंश्चतुर्भिर्वशे कुरु।**
**पंच जित्वा विदित्वा षट् सप्त हित्वा सुखीभव॥५६०॥**
**(उ० प्र० प०)**

**એક** વસ્તુથી બેનો નિશ્ચય કરી **ત્રણને ચારથી** વશ કરો. **પાંચને** જીતીને **છને** જાણીને **સાતનો** ત્યાગ કરી સુખી થાઓ.

આ ચમત્કારિક શ્લોકમાં ૧ અંકથી ૭ અંક સુધીના આંકડાઓથી અનુક્રમે નીતિશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્રનો સંક્ષેપથી સમાવેશ કર્યો છે.

**નીતિપક્ષે—એક** બુદ્ધિની સહાયતાથી કરવા યોગ્ય કે ન કરવા યોગ્ય એવા એવા **બે** કાર્યોનો નિર્ણય કરી, શત્રુ, મિત્ર અને ઉદાસી એ **ત્રણને** સામ, દાન, ભેદ,

અને દંડ એ **ચાર** વડે વશ કરો. **પાંચ** જ્ઞાનેંદ્રિયોને વશમાં રાખીને, સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશય અને દ્વૈધીભાવ એ છ વસ્તુઓને જાણી, સ્ત્રી સંગ, જુગાર શિકાર, મદીરાપાન, ક્રૂરવાણી, ઘોર સજા, વ્યર્થધન ખર્ચ, એ **સાત** વસ્તુઓનો ત્યાગ કરો અને સુખી થાઓ.

**અધ્યાત્મપક્ષે— એક** બુધ્ધિથી નાશવંત કે અવિનાશી એ **બે** વસ્તુનો વિચાર કરી, શમ, દમ, ઉપશમ અને શ્રધ્ધા એ **ચારથી** કામ ક્રોધ અને લોભ એ **ત્રણને** વશ કરી, **પાંચ** જ્ઞાનેંદ્રિયને જીતીને ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા, અને મૃત્યુ એ છના સ્વરૂપને જાણી પાંચ ઇંદ્રિયો, મન, અને બુધ્ધિ એ સાતના વિષયોનો ત્યાગ કરો જેથી પરમ સુખી થવાશે ૫૬૦.

## ગુપ્ત વાતની પ્રસિધ્ધિનું પરિણામ.

**एकं विषरसो हन्ति शस्त्रेणैकश्च वध्यते ।**
**सराष्ट्रं सप्रजं हन्ति राजानं मंत्रविप्लवः ॥५६१॥**

ઝેરનો રસ એકલા પીનારનેજ હણે છે. હથિઆર પણ એકનેજ મારે છે પરંતુ છાનિ વાત જો સાધારણમાં ફેલાઇ જાય તો દેશનો, અને પ્રજા સાથે સંપૂર્ણ રાજ્યનો નાશ કરે છે.

## કોઇ પણ કામ એકલાએ કરવું નહિં.

एकः स्वादु न भुंजीत एकश्चार्थान्न चिंतयेत्।
एको न गच्छेदध्वानं नैकः सुप्तेषु जागृयात्॥५६२॥

એકલાએ સ્વાદીષ્ટ પદાર્થ ખાવો નહિ. કોઇ પણ વાતનો વિચાર એકલાએ કરવો નહિ, માર્ગમાં એકલાએ ચાલવું નહિ અને ઘણા માણસો ઊંઘી ગયા હોય ત્યાં એકલાએ જાગવું નહિં.

## સત્ય એ સ્વર્ગની સીઢી છે.

एकमेवाद्वितीयं तद्यद्राजन्नावबुध्यसे।
सत्यं स्वर्गस्य सोपानं पारावारस्य नौरिव॥ ५६३ ॥

જેમ સમુદ્રને પેલે કિનારે જવાને માટે સાધન રૂપ નૌકા હોય છે તેમ સ્વર્ગ તરફ જવાને માટે સત્ય ભાષણ નિસરણી છે અને એક અદ્વિતીય બ્રહ્મ મુકિતનું કારણ છે. હે રાજા એ વાતની તને બિલકુલ ખબર નથી ૫૬૪.

## ક્ષમાથી દરેક કાર્યો સિધ્ધ થાય છે.

एकः क्षमावतां दोषो द्वितीयो नोपपद्यते।
यदेनं क्षमया युक्तमशक्तं मन्यते जनः॥५६४॥
सोऽस्य दोषो न मंतव्यः क्षमा हि परमं बलम्।
क्षमा वशीकृतिर्लोके क्षमया किं न साध्यते॥ ५६५ ॥

ક્ષમાવાળાઓમાં ક્ષમા અવગુણ રૂપ હોઇ શકે નહિ કારણકે તે ક્ષમાવાળા પુરૂષમાં એકજ દોષ હોય છે. બીજો દોષ હોતો નથી. કારણકે આ ક્ષમા ધારી પુરૂષને દુર્જન અસમર્થ માને છે. ક્ષમા એ ઘણું ઉત્તમ બળ છે. અ સમર્થનો એક ગુણ છે. શકિતમાનનું ભુષણ છે. આ જગત્માં તે વશીકરણ રૂપ છે એવું કયું કામ છે કે જે ક્ષમાથી સિદ્ધ ન થાય અર્થાત્ દરેક કામો ક્ષમાથીજ સિધ્ધ થાય છે ૫૬૪–૫૬૫.

## शिखरिणी.

## રાવણ સીતા સંવાદ.

**रावण**–भविश्री रंभोरु त्रिदशवदनग्लानिरधुना
सरामो मे स्थाता न युधि पुरतो लक्ष्मणसखः ।
इयं यास्यत्युच्चैर्विपदमधुना वानरचमू
**सीता**—र्लघीष्ठेदं षष्ठाक्षरपरविलोपात्र पठ पुनः ॥५६६॥

**પ્રશ્ન**–હે રંભોરૂ ! સીતા હમણા થોડાજ સમયમાં દેવતાઓનાં મોં કરમાઇ જશે, પોતાના ભાઇ લક્ષ્મણ સાથે તે રામચંદ્ર મારી સામે યુધ્ધમાં ઉભા રહી શકશે નહિ,

અને આ વાનરોની સેનાને પણ મહાન્ આપત્તિમાં ઉત-રવું પડશે.

ઉત્તર–હે અધમ? **સાતમા** અક્ષરનો લોપ કરીને ફરીથી આ પદ્ય બોલી બતાવતો?

સાતમા અક્ષરનો લોપ કરવાથી અર્થ આ પ્રમાણે થાય છે.

(**दशवदन**) રાવણ ગ્લાની પામશે. યુધ્ધમાં લક્ષ્મણ સાથે રામચંદ્ર ઉભા રહેશે. અને વાનરની સેના હવે મહાન્ પદવી (જીત) મેળવશે ૫૬૬.

## ભાઇઓના ટોળામાં નિર્ધનપણે જીવવું સારૂં નથી.

**वरं वनं व्याघ्रगजेंद्रसेवितं द्रुमालयः पत्रफलांबुभोजनम् ।
तृणानि शय्या वसनं च वल्कलं न बंधुमध्ये धनहीन
जीवनम् ॥ ५६७ ॥**

વાઘ અને હાથીઓથી સેવાયલા વનમાં રહેવું સારૂં, વૃક્ષોના સ્થાનમાં વાસ કરી પાંદડાં, ફળ અને જળનું ભોજન કરવું સારૂં, ઘાસની પથારી, વલ્કલ વસ્ત્ર પહેરવાં સારાં પણ ભાઇઓની વચ્ચે ધનહીનપણે જીવવું સારૂં નથી ૫૬૭.

## દરિદ્રતાથી પીડાતા વિદ્વાનની વાણી.

## शार्दूल विक्रीडितम्.

नो सेवा विहिता गुरोरपि मनाङ्नो वा कृतं पूजनं
देवानां विधिवन्न वा शिवशिव स्निग्धादयः सेविताः ।
किंतुत्वच्चरणौ सरस्वति रसाद्दा जन्मनः सेवितौ
तस्मान्मां विजहाति सा भगवति शङ्के सपत्नी तव ॥

॥ ૫૬૮ ॥

માતાપિતાની સેવા કરી નહિ, તથા પૂજન પણ કર્યું નહિ, વિધિ પ્રમાણે દેવતાનું પૂજન પણ કર્યું નહિ, અરે ? શિવ ? શિવ ? સ્નેહી જનોનો સત્કાર પણ કર્યો નહિ, પરંતુ હે સરસ્વતિ ? જન્મથી માંડીને પ્રેમરસ વડે તમારા ચરણ કમળનીજ સેવા કીધી માટેજ તમારી શોકય (સપત્ની) લક્ષ્મી મને તજે છે એવી મને શંકા થાય છે ૫૬૮.

## જુઠા સાક્ષીની ગતિ.

पृष्टो हि साक्षी यःसाक्ष्यं जानानोऽप्यन्यथा वदेत् ।
स पूर्वानात्मनः सप्त कुले हन्यात् तथापरान् ॥ ५६९ ॥

[आ० प० अ० ७ श्लो० ३]

જો કોઇ સાક્ષી કોઇ પણ વાત પોતે જાણતાં છતાં પુછેલી વાતમાં જુઠું બોલે છે તો તે પોતાની ગયેલી છ

પેઢીને અને આવતી સાત પેઢીનો નાશ કરે છે (નરકમાં નાંખે છે.) ૫૬૯

## જાણનાર જુઠું બોલે તો તેની શી ગતિ ?

यश्च कार्यार्थित-स्त्वज्ञो जानानोऽपि न भाषते
सोऽपि तेनैव पापेन लिप्यते नात्र संशयः॥ ५७०.

(आ० श्लो० ४)

કોઇ પણ કાર્ય જાણનાર માણસને પુછતાં જો તે સાચી સલાહ ન આપે અને ઉલટી વાત કરે છે તો તે પણ તેજ પાપનો ભાગી થાય છે એમાં લેશ માત્ર પણ સંદેહ નથી. ૫૭૦

## સર્પભય નાશક સ્તવન.

"सर्पापसर्प भद्रं ते गच्छ सर्प महाविष।
जनमेजयस्य यज्ञान्ते आस्तीकवचनं स्मर॥ ५७१
आस्तीकस्य वचः श्रुत्वा यः सर्पो न निवर्तते।
शतधा भिद्यते मूर्ध्नि शिंशवृक्षफलं यथा॥ ५७२

[आ० प० अ० ५८ श्लो० २५-२६]

હે સર્પ! મહા વિષધર સર્પ! તું ઉતરી જા, તારૂં કલ્યાણ થશે, તું જનમેજયના યજ્ઞમાં સમાપ્તિ વખતે આસ્તીકનું વચન યાદ કર. જે સર્પ આસ્તીકનું વચન સાંભળી નહિં ઉતરી જશે તો એ સાપની ફેણ શિંશપા

વૃક્ષના ફળની પેઠે સેંકડો સ્થાનથી ભેદાઇ જશે. ૫૭૧. ૫૭૨

## છૂપી રીતે થયેલું પાપ છાનું રહેતું નથી.

योऽन्यथा संतमात्मानमन्यथा प्रतिपद्यते
किं तेन न कृतं पाप चौरेणात्मापहारिणा ॥ ५७३

[आ० प० ७४]

જે માણસ પોતાનું સ્વરૂપ ઢાંકવાને માટે કાંઇનું કાંઇ બતાવે છે તે પોતાનું સ્વરૂપ છૂપાવનાર ચોરે કયું પાપ કર્યું નથી! ૫૭૩

एकोऽहमस्मीति च मन्यसे त्व नहृच्छयं वेत्सि मुनिं पुराणम् ।
यो वेदिता कर्मणः पापकस्य तस्यान्तिके त्व वृजिनं करोषि ५७४.

(आ० प० ७४)

હે રાજન્! હું એકલો છું એમ તું સમજે છે. પરંતુ તારા અંતઃકરણમાં પુરાણ મુનિ નારાયણ છે. તેને તું જાણતો નથી, પરંતુ તે તમામ પાપોના સાક્ષી છે. અને એમની સમીપમાંજ તમે પાપ કરો છો! ૫૭૪

## દરિદ્રતાથી દુઃખી થતી સાસુનું રૂદન.

## शार्दूलविक्रीडितम्.

वृद्धोन्धः पतिरेष मञ्चकगतः स्थूणावशेषं गृहं
कालोऽभ्यर्णजलागमः कुशलिनी वत्सस्य वार्ताऽपि नो ।

यत्नात्संचिततैलबिंदुघटिका भग्नेति पर्याकुला
दृष्ट्वा गर्भभरालसां निजवधूं श्वश्रूश्चिरं रोदिति ॥ ५७५

[सुभा०]

આંધળો, ઘરડો પતિ ખાટલે પડયો છે, આ ઘર ફક્ત થાંભલાઓનેજ અટી રહેલું છે, ચોમાસું પણ પાસે આવતું જાય છે, મારા પ્રિય પુત્રના કુશળ સમાચાર સરખા પણ આવતા નથી, ઘણી મહેનતથી ટીપું ટીપું ભેગું કરી તેલની બરણી ભરી રાખી હતી તે પણ ભાંગી ગઇ, આ પ્રમાણે આકુલવ્યાકુળ થતી સાસુ પોતાની પુત્રસ્ત્રીને ગર્ભના ભારથી મંદ ગતીવાળી જોઇ લાંબા કાળ સુધી રૂદન કરે છે. ૫૭૫

## ક્ષમા ઉત્તમ શાંતિરૂપ છે.

अक्षमावान् परं दोषैरात्मानं चैव योजयेत् ।
एको धर्मः परं श्रेयः क्षमैका शांतिरुत्तमा ॥
विद्यैका परमा तृप्तिरहिंसैका सुखावहा ॥ ५७६

(उ० प०)

ક્ષમા રહિત પુરૂષ પોતાને તથા બીજાઓને પણ અવગુણોમાં નાંખી દે છે. એક ધર્મ કલ્યાણરૂપ છે અને એક ક્ષમા ઉત્તમ શાંતિરૂપ છે. એક વિદ્યા પરમ શ્રેષ્ઠ તૃપ્તિરૂપ છે. અને એક અહિંસાજ સુખ આપનારી છે. ૫૭૬

## આ બે પુરૂષને પૃથ્વી ગળી જાય છે.

द्वाविमौ ग्रसते भूमिः सर्पो बिलशयानिव।
राजानं चाविरोद्धारं ब्राह्मणं चाप्रवासिनम्॥ ૬૭૭

સાપ જેમ દરમાં રહેનાર ઉંદર વગેરેને ગળી જાય છે તેમ પૃથ્વી કોઇની સાથે વિરોધ ન કરનાર (પરાક્રમહીન) રાજાને અને પરદેશ ન ફરનાર બ્રાહ્મણને એ બંનેને ગળી જાય છે અર્થાત્ નિર્બળ રાજાનું રાજ્ય કોઇ છીનવી લે છે અને ઘરમાં પડી રહેનાર બ્રાહ્મણ પણ ભૂખે મરે છે. ૫૭૭

## આ બે કર્મો કરવાથી મનુષ્યો શોભે છે.

द्वे कर्मणी नरः कुर्वन्नस्मिंल्लोके विरोचते।
अब्रुवन् पुरुषं किंचिदसतोऽनर्चयंस्तथा॥ ૬૭૮

આ લોકમાં મીઠીવાણી બોલવી અને દુર્જનોનું સન્માન ન કરવું એ બે કામો કરવાથી મનુષ્યો શોભા મેળવે છે. ૫૭૮

## આ બંને પારકાને વિશ્વાસ પાત્ર છે.

द्वाविमौ पुरुषव्याघ्र परप्रत्ययकारिणौ
स्त्रियः कामितकामिन्यो लोकः पूजितपूजकः॥ ૬૭૯

હે પુરૂષસિંહ? સ્ત્રીઓ અને મનુષ્ય એ બંને પારકા ઉપર વિશ્વાસ રાખી કામ કરે છે જેમકે એક સ્ત્રી જેના

ઉપર આસક્ત થાય છે તેના ઉપર ઘણી સ્ત્રીઓ આસક્ત બને છે અને એક મનુષ્ય જેની પ્રતિષ્ઠા કરે છે તેના પર ઘણા માણસો માનની દૃષ્ટિએ જુવે છે. ૫૭૯

## શરીરને શોષનાર બે કંટકો.

द्वाविमौ कंटकौ तीक्ष्णौ शरीरपरिशोषणौ।
यश्चाधन: कामयते यश्च कुप्यत्यनीश्वर:॥ ५८०

પોતે નિર્ધન છતાં અનેક વસ્તુઓની ઇચ્છા કરે છે, અને અશકત છતાં ક્રોધ કરે છે તે મનુષ્ય દુર્બળ થઈ જાય છે કારણ કે એ વસ્તુઓ શરીરને સુકવી નાંખનાર તીક્ષ્ણ કાંટા છે.

## આ બે પુરૂષો ઉલટાં કામોથી પ્રતિષ્ઠા નાશ કરે છે.

द्वावेव न विराजेते विपरीतेन कर्मणा।
गृहस्थश्च निरारंभ: कार्यवांश्चैव भिक्षुक:

ગૃહસ્થ છતાં ઉદાસીન વૃત્તિથી રહેનારો અને ભિખારી છતાં મોટાં મોટાં કાર્યો કરનારો એ બંને ઉલટાં કામો કરવાથી પ્રતિષ્ઠા નાશ કરે છે.

## આ બે પુરૂષો સ્વર્ગની ઉપર રહે છે.

द्वाविमौ पुरुषौ राजन् स्वर्गस्योपरि तिष्ठत:।
प्रभुश्च क्षमया युक्तो दरिद्रश्च प्रदानवान्॥ ५८२

જે સમર્થ છે છતા ક્ષમા રાખે છે અને દરિદ્રી છતાં દાતાર છે એ બે પુરૂષો સ્વર્ગથી પણ ઉપર રહે છે. ૫૮૨

न्यायागतस्य द्रव्यस्य बोद्धव्यौ द्वावतिक्रमौ।
अपात्रे प्रतिपत्तिश्च पात्रे चाप्रतिपादनम्॥ ५८३

ન્યાયથી મેળવેલું ધન અપાત્રને આપવું અને પાત્રને ન આપવું એ બંને દુર્વ્યવસ્થા સમજવી. ૫૮૩

## ગળે પત્થર બાંધી ડુબાડવા જેવી વસ્તુ

द्वावंभसि निवेष्टव्यौ गले बध्वा दृढां शिलाम्।
धनवंतमदातारं दरिद्रं चातपस्विनम्॥ ५८४

ધનવાન્ છતાં કૃપણ હોય અને દરિદ્ર છતાં ગૃહસ્થી થઇ બેઠેલો અને તપશ્ચર્યા ન કરનારો એ બંનેને ગળે મજબૂત પત્થર બાંધી જળમાં ડુબાડવો અર્થાત્ તેઓનું જીવતર ધિક્કારવા જેવું છે નકામું છે. ૫૮૪

## યમરાજાની દૂતી વૃદ્ધાવસ્થા શું કહે છે ?

## भुजंगप्रयातम्.

कृतान्तस्य दूति जरा कर्णमूले समागत्य वक्तीति लोकाः शृणुध्वम्।
परस्त्रीपरद्रव्यवाञ्छां त्यजध्वं भजध्वं रमानाथपादारविंदम्॥

યમરાજાની દૂતી વૃદ્ધાવસ્થા કાનના મૂળમાં આવીને કહે છે કે હે લોકો ? સાંભળો ! સાંભળો ! તમે પારકી સ્ત્રી

અને પારકા દ્રવ્યની ઇચ્છા છોડી દો અને લક્ષ્મીપતિ શ્રી વિષ્ણુ ભગવાનના ચરણ કમળને ભજો. ૫૮૫

## વૃદ્ધાવસ્થા કલિયુગ સમાન ધર્મવાળી છે

पृथ्वीवृत्तम.

"जसौ जसयला वसुग्रहयतिश्च पृथ्वी गुरु."

श्रुतिः शिथिलतां गता स्मृतिरपि प्रनष्टाधुना
गतिर्विपथमागता विगलिता द्विजानां ततिः।
गवामपि च संहतिःसमुचित क्रियातश्च्युताः
कृतानुजरया तया कलियुगस्य साधर्म्यता॥ ५८६

વૃદ્ધાવસ્થાએ કલિયુગના જેવા ધર્મ ધારણ કરેલાં છે.

## કલિયુગ પક્ષે અર્થ

કલિયુગમાં વેદ શિથિલ થઇ જાય છે. મનુસ્મૃતિ વગેરે સ્મૃતિઓ નષ્ટ થઇ જાય છે આચરણો અવળાં થઇ જાય છે, બ્રાહ્મણ વગેરે વર્ણોનો સમૂહ ભ્રષ્ટ થઇ જાય છે, ગાયોનો સમૂહ યોગ્ય ક્રિયાથી ભ્રષ્ટ થઇ જાય છે, અર્થાત્ કર્તવ્ય ભ્રષ્ટ થાય છે.

## વૃદ્ધાવસ્થા પક્ષે બીજો અર્થ.

વૃધ્ધાવસ્થામાં શ્રુતિ–કાન શિથિલ (બેરાં) થઇ જાય છે. સ્મૃતિ સ્મરણ શકિત નાશ પામી જાય છે, અવળે

માર્ગે ગતિ કરે છે, દ્વિજ દાંતની પંક્તિ પડી જાય છે. ગવાં-ગો એટલે ઇંદ્રિયોની શકિત પોતાની યોગ્ય ક્રિયા કર્તવ્યતાથી ભ્રષ્ટ થઇ જાય છે અર્થાત્ જરાવસ્થા કલિ સમાન ધર્મનેજ ધારણ કરે છે. ૫૮૬

## આ ત્રણ જણ પરાધીન છે.

त्रय एवाधना राजन् भार्या दासस्तथा सुतः ।
यत्ते समधिगच्छन्ति यस्य ते तस्य तद्धनम् ॥ ५८७

સ્ત્રી, સેવક અને પુત્ર, આ ત્રણ જણને પરાધીન જાણવા કારણ કે એઓ જેઓની પાસે રહે છે તેઓને આધીન થઇનેજ રહે છે. ૫૮૭

## નાશકારક ત્રણ અવગુણો.

हरणं च परस्वानां परदाराभिमर्षणम् ।
सुहृदश्च परित्यागस्त्रयो दोषाः क्षयावहाः ॥ ५८८

પારકુ ધન લઇ લેવું, પરસ્ત્રી સેવન કરવું, અને સંબંધીઓનો ત્યાગ કરવો એ ત્રણે અવગુણો પોતાનો નાશ કરે છે અર્થાત્ લોભ, કામ અને મદ એ ત્રણે અનર્થનું મૂળ સમજવું. ૫૮૮

## વિપત્તિમાં શરણે આવેલાં આ ત્રણ જણને તરછોડવાં નહિ

भक्तंच भजमानं च तवास्मीतिच वादिनम् ।
त्रीनेतान् शरणं प्राप्तान् विषमेऽपि न संत्यजेत् ॥ ५८९

આપણો ભકત, આપણો સેવક અને " હું તમારો છું એવું બોલનારો, " આ ત્રણ જણ શરણે આવે તો દુઃખ વખતે પણ તેઓનો કદી પણ ત્યાગ કરવો નહિ. ૫૮૯

## ત્યાગ કરવા લાયક ચાર વસ્તુઓ

**चत्वारि राज्ञातुमहाबलेन वर्ज्यान्याहुः पंडितस्तानि विद्यात्**
**अल्पप्रज्ञैः सहमंत्रं न कुर्यान्न दीर्घसूत्रैरभसैश्चारणैश्च ॥ ५९०**

મહા બળવાન રાજા વગેરે પુરૂષોએ આ ચાર વસ્તુ ત્યાગ કરવી. ક્ષુદ્ર બુદ્ધિ મનુષ્યની સલાહ ન લેવી, દીર્ઘ સૂત્રી મનુષ્યની સાથે વિચાર ન કરવો, હર્ષના વેગમાં ભરેલાની સાથે અને ચારણની સાથે ગુપ્ત વિચાર ન કરવો એ પ્રમાણે પંડિતો કહે છે. ૫૯૦

## ગૃહસ્થોએ રાખવા લાયક ચાર વસ્તુઓ

**चत्वारि ते तात गृहे वसन्तु श्रियाभिजुष्टस्य गृहस्थ धर्मे**
**वृद्धो ज्ञातिरवसन्नः कुलीनः सखा दरिद्रो भगिनी**
**चानपत्या ॥ ५९१**

લક્ષ્મીવાન ગૃહસ્થએ ધર્મ વગેરે કાર્યો માટે આ ચાર પુરૂષોને રાખવા જોઇએ. ૧ ઘરડો સંબંધી કુળના ધર્મ શીખવે છે, ૨ ચતુર કુલીન પુરૂષ પોતાના બાળકોને આચાર શીખવે છે ૩ દરિદ્ર મિત્ર હિતની વાતો કરી ઉપદેશ આપે છે ૪ સંતાન રહિત પોતાની બહેન ધનની રક્ષા કરે છે.

'આ ચાર વસ્તુઓ જેને ત્યાં છે તેના ઘરમાં કદીપણ અધર્મનો પ્રવેશ થઇ શકતો નથી. ૫૯૧

## તત્કાળ ફળ દેનારી ચાર વસ્તુઓ.

## ઇદ્રનો પ્રશ્ન અને બૃહસ્પતિનો જવાબ

**देवतानां च संकल्पमनुभावञ्च धीमताम् ।**
**विनयं कृतविद्यानां विनाशः पापकर्मणाम ॥ ५९२**

દેવતાઓનો માનસિક વિચાર, બુધ્ધિમાનનો પ્રભાવ, ભણેલાનો વિનય, અને પાપકર્મો કરનારનો નાશ. આ વસ્તુ તત્કાળ ફળ આપે છે. ૧૯૨

## અભયદાન આપનારી ચાર વસ્તુઓ.

**चत्वारि कर्माण्यभयंकराणि भयं प्रयच्छंत्ययथा कृतानि ।**
**मानाग्निहोत्रमुत मानमौनं मानेनाधीतमुत मानयज्ञः ॥ ५९३**

અગ્નિ હોત્ર, મૌનવ્રત, વેદાધ્યયન અને યજ્ઞ આચાર વસ્તુ અભયદાન આપે છે. અર્થાત્ જો સાચાદિલથી કરાય તો તો સુખકારક થાય પરંતુ જશ મેળવવાને માટે કરવામાં આવે તો તે પાખંડરૂપ થઇ દુઃખદાયી થાય છે. ૫૯૩

## અગ્નિરૂપ પાંચ વસ્તુઓની સેવા કરવી.

**पंचाग्नयो मनुष्येण परिचर्याः प्रयत्नतः ।**
**पिता माताग्निरात्माच गुरुश्च भरतर्षभः ॥ ५९४**

પિતા, માતા, અગ્નિ, આત્મા અને ગુરૂ આ પાંચ અગ્નિરૂપ છે એઓની સેવા પ્રયત્નથી કરવી જોઇએ. ૫૯૪

## સત્કાર કરવા લાયક પાંચ વસ્તુઓ.

**पञ्चैव पूजयन लोके यशः प्राप्नोति केवलम्।**
**देवान् पितृन मनुष्यांश्च भिक्षूनतिथिपंचमान्॥ ५९५**

દેવતા. પિતૃઓ, મનુષ્યો. ભિક્ષુકો અને અતિથિ એ પાંચેનો જે મનુષ્ય સત્કાર કરે છે તે જગતમાં સારો યશ મેળવે છે. ૫૯૫

## જ્યાં જઇએ ત્યાં આ પાંચ વસ્તુ તો ખરીજ.

**पंचत्वनुगमिष्यन्ति यत्र यत्र गमिष्यसि।**
**मित्राण्यमित्रा मध्यस्था उपजीव्योपजीविनः॥ ५९६**

તમે જ્યાં જ્યાં જશો ત્યાં ત્યાં તમારા મિત્રો, શત્રુઓ, મધ્યસ્થ, પોષણ કરવા યોગ્ય પુરૂષ અને સેવકો આ પાંચ તમારી પાછળ આવશે. ૫૯૬

## બુદ્ધિ નષ્ટ થવાના કારણો.

**पंचेंद्रियस्य मर्त्यस्य छिद्रं चेदेकमिंद्रियम्।**
**ततोऽस्यस्त्रवतिप्रज्ञा वृतेः पात्रादिवोदकम्॥ ५९७**

પાંચ ઇંદ્રિયોવાળા મનુષ્યની કદાચ એક ઇંદ્રિય વિષયાસક્ત થઇ જાય તો છિદ્ર... ા પાત્રમાંથી જેમ જળ ખાલી થઇ જાય છે તેમ બુધ્ધિ પણ નષ્ટ થઇ જાય છે. ૫૯૭

## આ છ પદાર્થ અવશ્ય ત્યાગ કરવા.

षडिमान् पुरुषो जह्याद्भिन्नां नावमिवार्णवे।
अप्रवक्तारमाचार्यमनधीयानमृत्विजम् ॥ ५९८
अरक्षितारं राजानं भार्यां चाप्रियवादिनीम्
ग्रामकामं च गोपालं वनकामं च नापितम् ॥ ५९९

ઉપદેશ ન આપનાર આચાર્યને, મૂર્ખ ઋત્વિજને, પ્રજાની રક્ષા ન કરનાર રાજાને, અપ્રિય બોલનારી પોતાની સ્ત્રીને, ગામમાં રહેવાની ઇચ્છા કરનાર ગોવાળીઆને અને વનમાં રહેનાર હજામને આ છએ જણાને માણસોએ ભાંગેલી નાવની પેઠે ત્યાગ કરવા. ૫૯૮ ૫૯૯

## વૃદ્ધાવસ્થા અને નવોઢા સ્ત્રીની સરખામણી.

### स्रग्धरा.

पादौ सस्तंभयंती मुखमपि नमयन्त्यंगमाकुंचयंती
हस्तावुत्कंपयंती प्रणयिजनवचो न श्रुतिः श्रावयन्ती।
रत्यामुद्वेजयंती वलिततनुमती नूतनोढा जरा या
तुल्या पूर्वा तु पुंसस्त्रसति वत परा भीतिहेतुर्नरस्य ॥ ६००

વૃદ્ધાવસ્થા અને નવોઢા સ્ત્રી એ બંને પુરૂષની પાસે એક સરખી રીતેજ વર્તે છે.

## નવોઢા સ્ત્રી પક્ષે.

નવોઢા સ્ત્રી જતાં જતાં પગને અટકાવે છે, મંદમંદ

મુખને નમાવે છે. શરમથી વારંવાર અંગને સંકોચી દે છે, સ્પર્શ સમયે તેના હાથ થર થર કંપે છે, સ્નેહીજન (સખીજન)ના વચનને કાનપર ધરતી નથી રતિ સમયે તે ઉદ્વેગી બનાવે છે. પોતાના શરીરને વારંવાર વાળી દે છે. અને પુરૂષથી વારંવાર ડરે છે.

## વૃદ્ધાવસ્થા પક્ષે.

**બીજો અર્થ**–જરાવસ્થા અશકતપણાને લીધે પગને અટકાવે છે. મુખને નમાવી દે છે, શરીરે કરચલી વળે છે. હાથે વારંવાર ધુજારી થાય છે, અવસ્થા વખતે કાન પણ બેહેરાં થઇ જવાથી કોઇનું વચન સંભળાતું નથી. અશક્તિને લીધે વારંવાર ઉદ્વેગી ચિત્ત થાય છે. અવસ્થાને લીધે શરીર વળીયાંવાળું કરે છે. અને પુરૂષને અતિશય ભયનું કારણ છે. ૬૦૦

## મૃદુતા ઉત્તમ ફળ મેળવવાનું સાધન છે.

**मृदुव्यवहितं तेजो भोक्तुमर्थान्प्रकल्पते ।**
**प्रदीपः स्नेहमादत्ते दशयाभ्यंतरस्थया ॥ ६०१**

મધ્યભાગમાં રહેલી દીવેટથી દીવો જેમ તેલને આકર્ષે છે. તેમ મૃદુ વસ્તુમાં રહેલું તેજ સ્વાર્થ ભોગવવા સમર્થ બને છે. ૬૦૧

## આ છની આજીવિકા છ પ્રકારે છે.

षडिमे षट्सुजीवन्ति सप्तमो नोपलभ्यते।
चौराः प्रमत्ते जीवन्ति व्याधितेषु चिकित्सकाः॥ ६०२
प्रमदाः कामयानेषु यजमानेषु याजकाः।
राजा विवदमानेषु नित्यं मूर्खेषु पंडिताः॥ ६०३

સાવધાની ન રાખનાર વડે ચોરો જીવે છે. રોગીઓ વૈદ્યોનું જીવન છે. કામીઓ પ્રમદાઓની આજીવિકા છે, પુરોહિતની (ગોરોની) આજીવિકા યજમાનો છે. પંડિતો મૂર્ખાઓથી આજીવિકા ચલાવે છે. આ છ જણાઓની આજીવિકા છ પ્રકારે છે એઓનો આ સિવાય સાતમો ઉપાય નથી. ૬૦૨. ૬૦૩

## બે બે ઘડી નજર ન રાખવાથી છએ જણા બગડે છે.

षडिमानि विनश्यंति मुहूर्तमनवेक्षणात्।
गावः सेवा, कृषिर्भार्या विद्या वृषलसंगतिः॥ ६०४

ગાય, નોકરી, ખેતી, સ્ત્રી, વિદ્યા અને શૂદ્રની સોબત આ છના ઉપર જો બે ઘડી પણ નજર ન કરીયે તો તે નાશ પામે છે. ૬૦૪

## તજવા યોગ્ય આઠ અવગુણો.

ब्राह्मणान् प्रथमं द्वेष्टि ब्राह्मणैश्च विरुध्यते।
ब्राह्मणस्वानि चादत्ते ब्राह्मणांश्च जिघांसति॥ ६०५
रमते निंदया चैषां प्रशंसां नाभिनंदति।

नैनान् स्मरति कृत्येषु याचितश्चाभ्यसूयति ॥
एतान् दोषान् नरः प्राज्ञो बुध्येद् बुध्वा विसर्जयेत् ॥

બ્રાહ્મણોનો દ્વેષ, વિરોધ, તેઓનું ધન છીનવી લેવું, માર મારવો, નિંદા કરવી તેઓની પ્રશંસાનો અસ્વિકાર, કોઇ પણ કામમાં તેઓનું વિસ્મરણ, પોતાને યાચના કરનાર તેને તેઓના અવગુણો બતાવવા આવા આઠ પ્રકારના દોષ છે એવું જાણીને પંડિતોએ એ આઠે અવગુણો તજવાં. ૬૦૫. ૬૦૬

## હર્ષના માખણરૂપ આઠ સદ્‌ગુણો.

अष्टाविमानि हर्षस्य नवनीतानि भारत ।
वर्तमानानि दृश्यन्ते तान्येव सुसुखान्यपि ॥ ६०७
समागमश्च सखिभिर्महांश्चैव धनागमः ।
पुत्रेण च परिष्वंगः संनिपातश्च मैथुने ॥ ६०८
समये च प्रियालापः स्वयूथ्येषु समुन्नतिः ॥
अभिप्रेतस्य लाभश्च पूजा च जनसंसदि ॥ ६०९

(उ० प०)

મિત્રોનો સમાગમ, ઘણા ધનની આવક, પુત્રની સાથે સમાગમ, વિષય સુખની પ્રાપ્તિ, વખતસર પ્રિય બોલવું, પોતાની જાતમાં પોતાનો ઉદય, ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ, સજ્જનોની સભામાં સત્કાર, આ વર્તમાન આઠ સદ્‌ગુણો હર્ષના માખણરૂપ છે. ૬૦૭, ૬૦૮, ૬૦૯

## પુરૂષોની શોભારૂપ આઠ ગુણો.

अष्टौ गुणाः पुरुषं दीपयन्ति प्रज्ञा च कौल्यंच दमः श्रुतं च ।
पराक्रमं चाबहुभाषिता च दान यथाशक्ति कृतज्ञता च ॥

બુદ્ધિ, કુલીનતા, ઇંદ્રિયોને વશમાં રાખવી, શાસ્ત્રનું જ્ઞાન પરાક્રમ, થોડું બોલવાનો સ્વભાવ, શકિત પ્રમાણે દાન અને કૃતજ્ઞતા આ આઠગુણો વડે મનુષ્યોની શોભા છે,
૬૧૦

## શ્રોત્રિયનું લક્ષણ

जन्मना ब्राह्मणो ज्ञेयः संस्कारात्द्विजउच्यते ।
विद्यया याति विप्रत्वं त्रिभिः श्रोत्रिय उच्यते ॥ ६११

[नैषध टीका.]

જન્મથી બ્રાહ્મણ જાણવો, સંસ્કારથી દ્વિજ કહેવાય, જ્યારે વિદ્યા પ્રાપ્ત કરે તે વિપ્ર કહેવાય, અને ઉપરોકત ત્રણે જેનામાં હોય તેને શ્રોત્રિય કહેવાય છે. ૬૧૧

## દાન કરવાના પ્રકાર.

गत्वा यत् दीयते दानं तदनन्तफलं स्मृतम् ॥
सहस्रगुणमाहूय याचिते तु तदर्धकम् ॥ ६१२

સામા જઇને જે કાંઇ પણ દાન આપવામાં આવે તેનું અનંતગણું ફળ કહ્યું છે. બોલાવીને દાન અપાય

તે હજારગણું કહેવાય છે. યાચના કરવા આવે તેને દાન અપાય તેમાં અર્ધું ફળ મળે છે.

## ગૃહસ્થાશ્રમી મોટો ગણાય છે.

यस्मात् त्रयोऽप्याश्रमिणो ज्ञानेनान्नेन चान्वहम् ।
गृहस्थैरेवधार्यन्ते तस्माज्ज्येष्ठो गृहाश्रमी ॥ ६१३

ગૃહસ્થાશ્રમી પુરૂષ હમેશાં જ્ઞાનથી અન્નથી ત્રણે આશ્રમીઓનું (બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસીનું) પોષણ કરે છે જેથી તેઓમાં તે ગૃહસ્થાશ્રમી મોટો ગણાય છે. ૬૧૩

## આ સ્થૂળ શરીરને જે જાણે તે મહાન્ જ્ઞાની છે.

नवद्वारमिदं वेश्म त्रिस्थूणं पंचसाक्षिकम् ।
क्षेत्रज्ञाधिष्ठितं विद्वान् यो वेदः स परः कविः ॥ ६१४
[प्र० प०]

આ શરીરરૂપ ઘરને નવ દ્વાર, ત્રણ સ્થંભ, પાંચ સાક્ષી છે તેમાં જીવ નિવાસ કરે છે જે વિદ્વાન આ ઘરને જાણે છે તે મહાન્ બ્રહ્મજ્ઞાની કહેવાય છે અર્થાત્–આ શરીરરૂપ ઘરને બે આંખ, બે કાન, બે નાકના છિદ્ર, મુખ, ગુદા અને જનનેદ્રિંય એ નવ દરવાજા છે અને અવિદ્યા, કામ અને કર્મ એ ત્રણ સ્થંભ (થાંભલા) છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ સાક્ષી છે.

એમાં જીવ રહે છે તેવું જે જાણે છે તેને મહા બ્રહ્મજ્ઞાની જાણવો.

## ધર્મને નહી જાણનાર દશ પુરૂષો.

दश धर्मं न जानन्ति धृतराष्ट्र निबोध तान्।
मत्तः प्रमत्तः उन्मत्त श्रान्तः क्रुद्धो बुभुक्षितः
त्वरमाणश्च लुब्धश्च भीतः कामी च ते दश।
तस्मादेतेषु सर्वेषु न प्रसज्जेत पंडितः॥ ६१૬

મદીરા પીને ગાંડો થયેલો, વિષયલંપટપણાથી આકુળ વ્યાકુળ, ધાતુના દોષથી વૈકલ થયેલો, થાકી ગયેલો, ક્રોધી, ભુખ્યો, ઉતાવળો, લોભી, બીકણ અને કામી આ દશજણા ધર્મને જાણતા નથી. માટે પંડિતોએ આ દશનો સમાગમ તજવો. ૬૧૫ ૬૧૬

## સર્વ લોકો કોને નમે છે?

यः काममन्यू प्रजहाति राजा पात्रे प्रतिष्ठापयते धनं च।
विशेषविच्छ्रुतवान् क्षिप्रकारी तं सर्वलोकः कुरुते प्रणामम्॥
६१७ (उ० प०)

સુધન્વા પોતાના પુત્રને કહે છે:—

જે રાજા કામ અને ક્રોધને તજે છે, સુપાત્રને ધન આપે છે, ઉંચ કે નીચને જાણે છે, શાસ્ત્રનો અભ્યાસ કરે

છે, અને ઝટ ઝટ કામ કરે છે તેને સઘળા લોકો પ્રણામ કરે છે. ૬૧૭

## સમગ્ર રાજલક્ષ્મીનું રહેઠાણ.

जानाति विश्वासयितुं मनुष्यान् विज्ञातदोषेषु दधाति दंडम्।
जानाति मात्रांच तथा क्षमाञ्च त तादृशं श्रीर्जुषते समग्रा॥

પ્રજાને વિશ્વાસી બનાવવાનું જે રાજા જાણે છે અપરાધ જાણીને તેને સજા કરે છે, અપરાધ પ્રમાણેજ સજા કરવાનું પ્રમાણ જાણે છે, તેમજ ક્ષમા કરવી તે પણ જાણે છે તેવા રાજાને સમગ્ર રાજલક્ષ્મી સેવે છે. ૬૧૮

## ધીરવીરના લક્ષણો

सुदुर्बलं नावजानाति कश्चिद्युक्तो रिपुं सेवते बुद्धिपूर्वम्।
न विग्रहं रोचयते बलस्थैः काले च वो विक्रमते स धीरः॥

જે કોઇ પણ અતિ દુર્બળનું અપમાન કરે નહિ. સાવધાન થઇ શત્રુઓના છિદ્ર જાણવા માટે બુદ્ધિપૂર્વક વર્તન રાખે, બળવાન સાથે કજીઓ કરવાની ઇચ્છા ન કરે અને સમયપર પરાક્રમ કરી બતાવે તેને ધીરવીર કહેવો. ૬૧૯

## કલિનાશક કિર્તન.

कर्कोटकस्य नागस्य दमयन्त्या नलस्य च ।
ऋतुपर्णस्य राजर्षेः कीर्तन कलिनाशनम्॥ ६२०

કર્કોટક નાગનું, દમયંતીનું, નળરાજાનું અને રાજર્ષિ ઋતુપર્ણનું સ્મરણ અથવા કીર્તન કલિનો નાશ કરે છે. ૬૨૦

## બહુ દોડા દોડ કરવાથી લક્ષ્મી મળે નહિ.

**मा धाव मा धाव विनैव दैवं नो धावनं साधनमस्ति लक्ष्म्याः ।**
**चेत्धावनं साधनमस्ति लक्ष्म्याः श्वा धावमानोऽपि लभेत लक्ष्मीम् ॥**

હે જીવ? તું ભાગ્ય વગર દોડા દોડ કર નહિ. બહુ દોડા દોડી કરવી એ લક્ષ્મીનું સાધન નથી. જો કદાચ તે લક્ષ્મીનું સાધન હોત તો શ્વાન પણ દોડા દોડ કરી લક્ષ્મી પ્રાપ્ત કરી શકે.

## માત્ર એકલો જીવજ કર્મને અનુસરીને જાય છે.

**धनानि भूमौ पशवश्च गोष्ठे भार्या गृहद्वारि जनः श्मशाने ।**
**देहश्चितायां परलोकमार्गे कर्मानुगो गच्छति जीव एकः ॥**

ધન ભૂમિમાં પડયું રહે છે, પશુઓ ગોષ્ઠમાં બાંધ્યા રહે છે, સ્ત્રી ઘરના આંગણાંમાં રહે છે, લોક સ્મશાનમાં રહે છે અને કલેવર ચિતામાં પડયું છે ફકત એકલો જીવ પોતાના કર્મ પ્રમાણે પરલોક માર્ગે ચાલ્યો જાય છે.

## પૂર્વે કરેલાં પુણ્યોજ પોતાના સંરક્ષક છે

वने जने शत्रुजलाग्निमध्ये महार्णवे पर्वतमस्तकेवा।
सुप्तं प्रमत्तं विषमस्थितं वा रक्षन्ति पुण्यानि पुराकृतानि॥

વનમાં, લોકોમાં, શત્રુઓમાં, જળમાં, અગ્નિમાં, મહાસાગરમાં અને પર્વતની ટોચપર સુતેલો હોય, પ્રમાદથી રહી ગયો હોય, અથવા વિષમ સ્થિતિમાં હોય તેવાનું પૂર્વના પુણ્યોજ રક્ષણ કરે છે. ૬૨૩

## દૈવની ગતિ વિચિત્ર છે તેમાં કપોત કપોતીનો સંવાદ

### "शार्दूलविक्रीडितम्"

कान्तं वक्ति कपोतिकाकुलतया नाथान्तकालोऽधुना
व्याधोऽधो धृतचापसज्जितशरः श्येनः परिभ्रामति।
इत्थं सत्यहिना मदष्ट इषुणा श्येनोऽपि तेनाहत
स्तूर्णं तौ तु यमालयं प्रति गतौ दैवी विचित्रा गतिः॥

કોઇએક કપોત પંખીની સ્ત્રી પોતાના સ્વામી કપોતને આકુળ વ્યાકુળપણાથી કહેવા લાગી કે–હે નાથ! હવે આપણો અંતકાળ પાસે આવ્યો કારણ કે નીચે ધનુષ્ય ઉપર બાણ ચડાવીને એક શિકારી ઉભો છે અને આપણી ઉપર બાજ પક્ષી ભમે છે. આવી ઘટના બની રહી છે તેવામાં એકાએક તે શિકારીને સર્પ ડંસ થયો. એટલે ધનુષ્યપર ચડાવેલું બાણ એકાએક છટકયું એને તેથી

પેલું બાજ પક્ષી મરણ પામ્યું અને શિકારી પણ મુઓ. અને કપોત કપોતીકા બંને બચી ગયાં. અહો! દૈવની ગતિ વિચિત્ર છે? ૬૨૪

## નક્ષત્ર સૂચક કોને કહેવો.

अविदित्वैव यः शास्त्रं दैवज्ञत्वं प्रपद्यते।
स पंक्तिदूषकः पापो ज्ञेयो नक्षत्रसूचकः॥ ६२५

[गर्गः] वाराहः

જ્યોતિષ શાસ્ત્ર જાણ્યા વિના જે જોશીપણું મેળવે છે તે ખરેખર પંક્તિને દૂષણ દેનાર પાપી ગણાય છે. તેને નક્ષત્ર સૂચક જાણવો ૬૨૫

## નક્ષત્ર સૂચકના કહેવા પ્રમાણે વર્ત્તનારની દશા.

नक्षत्रसूचकोद्दिष्टमुपवासं करोति यः।
सव्रजत्यंधतामिस्रं सार्द्धमृक्षविडंबिना॥ ६२६

[गर्गः]

નક્ષત્ર સૂચકે બતાવેલા ઉપવાસો વગેરે જે કરે છે તેઓ તે નક્ષત્ર સૂચકની સાથે અંધતામિસ્ર નામના નર્કમાં જાય છે. ૬૨૬

## બ્રહ્મઘાતીનું લક્ષણ.

प्रायश्चित्तं चिकित्सां च ज्योतिषं धर्मनिर्णयम्।
विना शास्त्रेण यो ब्रूयात् तमाहुर्ब्रह्मघातकम्॥ ६२७

(वि० वृं०)

પ્રાયશ્ચિત્તને, ચિકિત્સાને, જ્યોતિષને અને ધર્મ નિર્ણયને જે માણસ તે તે શાસ્ત્ર જાણ્યા વિના કહે છે તે બ્રહ્મઘાતી કહેવાય છે. ૬૨૭

## કોણુ કોણ પાપ નાશ કરે છે?

### "मालिनी."

दशदिनकृतपापं हंति सिद्धान्तवेत्ता
त्रिदिनजनितमंहस्तंत्रवेत्ता निहन्ति।
करणभगणवेत्ता चैकरात्रीत्थपापम्
जनयति बहु पापं चैकनक्षत्रसूची ॥ ६२८

[मुक्तावळी]

સિધ્ધાંત શાસ્ત્ર જાણુનાર પુરૂષ દશ દીવસ સુધી કરેલાં પાપને નાશ કરે છે. તંત્ર શાસ્ત્ર જાણુનાર પુરૂષ, ત્રણ દીવસના પાપને નાશ કરે છે. કરણ તથા ભગણને જાણુનાર પુરૂષ એક રાત્રિનું પાપ નાશ કરે છે પરંતુ કેવળ નક્ષત્રસૂચી તો ઘણા પાપો ઉત્પન્ન કરે છે. ૬૨૮

## આવો રાજા અજીત મહાત્મા જેવો છે.

प्राप्यापदं न व्यथते कदाचिदुद्योगमन्विच्छति चाप्रमत्तः।
दुःखं च काले सहते महात्मा धुरंधरस्तस्य जिताः
सपत्नाः ॥ ६२९

જે રાજા આપત્તિમાં આવતાં છતાં પણ કદી શોક કરતો નથી અને હંમેશાં સાવધાનપણે ઉદ્યોગ કરવાની ઇચ્છા કરે છે અને સમયપર દુઃખ પણ સહન કરી લે છે તે રાજાને મોટો મહાત્મા માનવો અને તેના શત્રુઓ તો જીતાયલાજ છે એમ જાણવું. ૬૨૯

## નિરંતર સુખી કોણ ?

**अनर्थकं विप्रवासं ग्रहेभ्यः पापैः संधिं परदाराभिमर्षम्। दंभं स्तैन्यं पैशूनं मद्यपानं न सेवते यश्च सुखी सदैव॥**

જે માણસ ઘરમાંથી નીકળી ફોકટ પ્રવાસ કરતો નથી. પાપીઓની સાથે કદી પણ મિત્રતા રાખતો નથી. પરસ્ત્રીઓનું સેવન કદી પણ કરતો નથી. પાખંડી નથી ચોરી કે ચાડીઆપણું કરતો નથી અને મદિરાપાન કરતો નથી તે નિરંતર સુખી છે. ૬૩૦.

**॥ श्री कृष्णार्पणमस्तु ॥**



નકો ધર્માદા અને ધર્મનીતિના પુસ્તકો પ્રગટ
કરવામાં વપરાશે.

## પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

---

સુરત-શેઠ રતનલાલ બકતાવરલાલજી,
ઠે૦ મહીધરપુરા જદાખાડી.

,, ચંદુલાલ મૂળશંકર સ્ટેશનરી મર્ચન્ટ,
ઠે૦ બરાનપુરી ભાગોળ.

,, હરિલાલ એન્ડ પ્રાણલાલની કું. પુસ્તકો વેચનાર
ઝાંપાબજાર તાર ઓફીસની સામે
તથા જાણીતા બુકસેલરોને ત્યાંથી
મળશે.

અમદાવાદ-ભટ લક્ષ્મીશંકર પુરૂષોત્તમ,
ઠે૦ માણેકચોક ઘાંચીની પોળ.

,, મંગળેશ્વર ગીરજાશંકર,
સોના ચાંદીના દાગીનાની દુકાને.
ઠે૦ માંડવીની પોળ.

---